બનામે યજદાં.

# ચાલ મારા બાપ!

યાને

## કોર્ચીના સાહુકાર.

ફાર્સ એક અંકી.


વિકટોરિયા નાટક મંડળીને માટે
લખનાર
મરહુમ ધનજીભાઈ બરજોરજી અંજીરબાગ.



વિકટોરિયા નાટક મંડળીને માટે બીજી વાર છપાવી
પ્રગટ કરનાર
ખુરશેદજી મેહેરવાનજી બાલીવાલા.





મુંબઈ.
ધી જ. ન. પીતીત પારસી ઑરફનેજ કૅપટન પ્રિંટીંગ વર્કસ.
૧૯૦૩.

# નાટક પાત્ર.



બેહુલી....................એક ઘડિયાળી.

જમશેદ....................એક હૉટેલ કિપર.

ફર્નાન્ડીસ....................એક ડાકટર.

દાદી }
કાલી } ....................બે ઉડાઉગીર.

ભાણ્યો....................હૉટેલનો લાડ્યો નોકર.

પુતળીબાઈ....................બેહુલીની ધણ્યાની.



સિપાઈ વગેરે.



સ્થળ—પુના.

---

# ચાલ મારા બાપ!

## યાને

# કોચીના સાહુકાર.

[એહેરામજી ઘડિયાળીના ઘરમાં એક ઓરડો. દિવાલ ઉપર જુદી જુદી જાતનાં ઘડિયાળ તથા એક બાજુ ઘડિયાલ સમારવાનો કાચનો કેસ, ઘડિયાળ સમારવાનાં ઓજારો વગેરે દેખાય છે. ડાબી બાજુએ દિવાલપર એક મોટું લાંબાં પેનડયુલમનું ઘડિયાળ ચાલતું દેખાય છે. પુતળીબાઇ તથા જમશેદજી ખુરસી પર બેઠાં બેઠાં વાત કરે છે.]

**જમશેદ**—( ગંભીરાઇથી ) પુતળીબાઇ, અંતઃકરણથી માનજો કે હું ખરાં જિગરથી દિલગીર છેઉં. હું ઇચ્છુંછ કે તમારા જેવી બઇરી મને મળી હોતે!

**પુતળી**—પણ જુવોનો ખરા! ધંધો ધાપો મુકી દઇને મુવું એ તે કેવું ચેટક!

**જમશેદ**—પણ એ કોણના ચેટકમાં પડગોછ, તેનું કંઇ નામ તમુને ખબર હશેની?

**પુતળી**—મુવું એકનું નામ તો "સાહરા" બળિયુંછ.

**જમશેદ**—એકનું નામ એટલે? ત્યારે એ કેટલીકની પાછળ લાગોછ?

**પુતળી**—મરેરે! અરધી ડજનની ઉપર તો બળિછ!

**જમશેદ**—અરધી ડજન?

**પુતળી**—હા. બીજીનું નામ "શાહજાદી," ત્રીજીનું "લયલા," ને ચોથીનું "કાલી ચેકલા."

**જમશેદ**—"કાલ. ચેકલા?" શુ સિદ્ધન પછવાડે?

**પુતળી**—અરે તેની પછવાડે તો દીવાનું લાગુંછ! તેની પાછળ તો ગીયે વરસ આખાં વરસની કમાઇ ખોઇ! હવે તમેજ જુવો જમશેદજી, કે મને કેવું લાગતું હશે!

**જમશેદ**—લાગે નહીં! પુતળીબાઇ, એ તો તમેજ ખમોછ! કેવો ધાતકી માણસ હોવો જોઇયે, કે સુના જેવી બઇરીને ઘેરમાં ઝુરતી મુકીને એને હરામમાં પૈસા ગુમાવેછ!

[જમશેદને બેહકેલો જોઇ પુતળી તેને રોકે છે.]

આ! આ [illegible]

છે. એ તો હોય ! દરેક ઇન્સાનમાં કંઇ નહીં ને કંઇ ખોડ હોનીજ જોઇયે. ચાલો, એબી વખત જતાં જતી રહેશે.

**જમશેદ**—શાબાશ ! આફ્રીન છે તમારી સબુરીપર ! કેવું ઉદાર દિલ ! (આગળ જઇ) પુતળીબાઇ, પુતળાં ! જો તમારા જેવી બઇરી મને મળી હોતે, તો હું કેવો સુખ્યા કહેવાતે !

**પુતળી**—(ચોંકીને) જમશેદજી શેઠ ! તમે સારી રીતે જાણોછ, કે હું એક પરણેલી ઓરત છેઉં, અને તેથી કોઇબી રીતની છુટ લેવાનો તમુને જરાબી હક નથી !

**જમશેદ**—ખરી વાત છે. પુતળાં ! હું એમ કહેવા માંગુંછ કે હું બી કુંવારો છેઉં, ને તમે આવાં કઢંગા માણુસ સાથે પોતાનો ભવ પુરો કરો, તેના કરતાં તો તેની સાથે છુટા છેડા કરી—

**પુતળી**—છુટા છેડા કરૂં ? કાંય ? શાને સારૂં ?

**જમશેદ**—શાને સારૂ ? શું તમે મને હમણાં એમ નહીં કહ્યું, કે "એ અરધી ડજન રાંડો પાછળ પોતાનો સન્કમઇનો પૈસો ખરાબ કરતો ફરેછ !"

**પુતળી**—રાંડો ?

**જમશેદ**—હા રાંડો.

**પુતળી**—જમશેદજી ! એ શું બકોછ ? મેં રાંડોનું નામ કયારે

**જમશેદ**—નામ કયારે દીધું ? ત્યારે "સાહરા, શાહજાદી, લયલા"—ને પેલી સિધ્ધણનું નામ શું ? (યાદ કરેછ) તે તો હું ભુલી ગીયો. એ રાંડો નહીં તો બીજું કોણ ?

**પુતળી**—(હસેછ) અરે તમે હરવાયારે તમે ! અરે તે તો શરતની ઘોડીઓનાં નામ છે. મારા બેહેલીમાં જે બુરી આદત છે તે એજ, કે કેરો મજાનો સુના જેવો ધંધો ચાલેછ, તેની બધી કમઇ એ શરતમાં ગુમાવેછ.

**જમશેદ**—એમ ? અરે ભલાં માણુસ ! તારે પેહેલાંથીજ કાંય નહીં ખુલ્લું કહ્યું ? [બેહેલી ઝડપમાં દાખલ થઇ . તળી આગળ દોડી જાયછ.]

**બેહેલી**—પુતળાં, પુતળાં ! એક કોટી ! એક કોટી કરતો ! (કોટી કરેછ) શું ધાર્યું ? આજે "શાહજાદી"એ કેટલું અપાવ્યું ? (નોટ દેખારેછ) એક સો ! કલેજાં, એક સો રુપિયા. (જમશેદજીને જોઇને) ઓહો ! જમશેદજી શેઠ ! માફ કરજો કે મેં તમુને જેયા નહીં. કેમ, કંઇ આજે ગરીબને તાંહ તમારાં પગલાં !

**જમશેદ**—બાઇ ! ગરજ પડી તેં આવવું પડયું. (ઘડિયાળ આપેછ) જેવની બા, એને શું ભુત ભરાયોછ ?

શેઠ માન

**કાલી**—તું જો તો ખરો ! એને હું બોલ બોલતાંમાં ઉતારી નાખુંછ. તું પેહેલાં આય હૉટેલવાળાને પતાવ.

[ભાણ્યો આવી જમશેદજીને બીલ આપી જાયછ.]

**જમશેદ**—ચાલો શેઠ ! મેહેરબાની કરી આય બીલ ચુકવશો ?

**દાદી**—(દમમાં) બધું મળીને કેટલું થયુંછ ?

**જમશેદ**—(બીલ જોઇને) બરાબર વીસ રૂપિયા શેઠ.

**કાલી**—ચાલો ત્યારે આપણે છાપ કાંટો નાખીયે ! પચીસ નહીં તો પંદર !

**જમશેદ**—નહીં રે શેઠ ! એ ધંધો આપણો નહીં ! અહીં તો પેહેલાં પુરા પૈસા, ને પછી કામ. તમુને છાપ કાંટો રમવો હોય, તો પેહેલાં મને બીલ ચુકવી આપો, ને પછી બેલાશક જોઇયે તો આય બેહેલી સાથે રમજો. એવાં કામમાં એવો બહાદર છે. (કાલી નોટ આપેછ તે લઇ) થેંક્યુ ! લે બેહેલી, આજે તારો દહાડો ચહડતો છે, જોઇયે તો બેલાશક અજમાવ ! આપણે તો ચાલ્યા ! સાહેબજી. (જતાં જતાં) બેહેલીબાઇ, જરા ફરસુદે ઘડિયાળ પર ધ્યાન આપજો. [જાય છે, બેહેલી ઘડિયાળ ટેબલપર મુકી, દાદી કાલી આગળ આવે છે.]

**બેહેલી**—શું છે બા ? એ શું ગડબડ છે ? છાપ કાંટો શું, ને વાત શું ?

**કાલી**—નહીં બા ! તમે નહીં સમજો. એ તો હમે શરતમાં ...ી આયાછ, તેની બે વાત કરતાતા. યા તો જાય, નહીં તો ડબલ થાય.

**બેહેલી**—પણ તે કેવી રીતે ? તે તો સમજાવો !

**દાદી**—શરત લગાડવાથી. બીજું શું ?

**બેહેલી**—શરત ? ઓહ ! એ કામ આપણું. બોલો, કાલે કેઇ ઘોડી જીતેછ ? "સહારા, કે શાહજાદી ?"

**કાલી**—અરે કાલે અહીં ઉભું કોણ રહેછ ! અમે લોકો આજ રાતની ટ્રેનમાં તો મુંબઇ જઇયેછ. શરત મારવી હોય તો એક રીત છે. ગેઇ કાલે અમે સો જીત્યા, તે આજે બસો થાય, યા તો સોએ સો તમારાં ગજવામાં જાય.

**બેહેલી**—તે રીત કેઇ છે બા ?

[ દાદી બેહલીને બેહકાવાની તજવીજ કરેછે. ]

**દાદી**—અરે નહીં કાલી ! ગેઇ કાલ વાલી શરત આજે ના કરતો હં ? નહીં તો જરૂર હારી જશે.

**બેહેલી**—અરે તે શરત તો જરા પેહેલાં સંભળાવો.

—ત્યારે સંભળો ! આય તમારૂં ઘડિયાળ છે ...

પર ઉભું. શરત એ લાગી, કે દસ મિનિટ સુધી ઘડિયાળની સાંમે ખુરસી ઉપર ઉભા રહેવું. ને જેમ ઘડિયાળનું પેનડ્યુલમ હિલે, તેમ હાથ હિલવતા જવું, ને મોંહડેથી ફકત એટલુંજ બોલવું, કે "ચાલ મારા બાપ!" એ ઉપરાત કંઇ બીજું બોલવું નહીં, નહી તો શરત હારી જાય. વલી બીજી બોલી એ હતી, કે બોલ ચુકવવાની ઘણીએ કોશેશ કરવામાં આવે, તોપણ તેણે તો માત્ર "ચાલ મારા બાપ!" કરીને બોલવું. એવી રીતે દસ મિનિટ સુધી બોલીને બસો લેવા, નહીં તો સો આપવા. કાલવાલો બિચારો વચમાં બીજું બોલી ઉઠયો તેથી તે હારી ગયો, ને હમુને સોનો તડાકો પડયો. જો તે બોલતે નહીં, તો બસો લઇ જતે! કેમ કંઇ તમારો વિચાર થાયછ?

**બેહુલી**—શું? બોલવાનું શું? (યાદ કરીને) "ચાલ મારા બાપ!" ફક્ત દસજ મિનિટ?

**કાલી**—હા. પણ ખુરસી પર ઉભા રહીને જેમ પેનડ્યુલમ હિલે, તેમ હાથ હિલવતા જવું, ને બોલતા જવું હં!

**બેહુલી**—ઓહ! મારે કબૂલ છે. જો હું જીતું તો બસો જીતું, ને હારૂં તો એકસો, એમજ કેની!

**દાદી**—હા! પણ અમે લોક તારાં મોંહડેથી બીજો બોલ બોલાવાની તથા રોકવાની તરેહવાર યુકતી કરશું હં!

**બેહુલી**—ઓહ! બેલાશક! પણ મેહેરબાની કરી દૂરથીજ હં નહીં તો પાંસરાંમાં આંગળાં ભોકીને યા માર મારીને બોલ ચુકવવાના વેતરણ કરવી નહીં! એ મારી શરત તમુને કબૂલ છે?

**દાદી**
**કાલી** } —કબૂલ છે! કબૂલ છે!

**બેહુલી**—ઠીક છે, ત્યારે હું ઘડિયાળને બારમાં દસ ઓછી પર આંડીને એકદમ શરૂ કરૂછ. (ઘડિયાળમાં બારમાં દસ મિનિટ ઓછી પર કાંટો લાવી, હાથ હિલવી બોલવાનું શરૂ કરે છે) "ચાલ મારા બાપ!"

**દાદી**—અરે ભલા માણસ! હમણાથીજ આટલી ઉતાવલ કરેછ તે ઠીક નહીં! તારે બદલે હું હોઉં તો એમ નહીં કરૂં.

[ બેહુલી, દાદી કાલીના બોલવા ભૂલવવા પર ધ્યાન ન આપી પેન્ડયૂલમની ચલન પર હાથ હિલવી શરતના બોલ પ્રમાણે બોલ્યા કરે છે.]

**કાલી**—ખરેખર યાર, તારા હાથ જલદી દુ:ખી આવશે.

[ દાદી બેહુલીનો ડગલો ખુરસી પરથી લે છે.]

**દાદી**—શું મજાહનો ડગલો છે હં? [બેહુલી ગભરાય છે.]

... ...ના ગજવાંમાં નોટ છે ને ...

કહાડેછ) હા! પણ હું પાછો આવું ત્યાં સુધી તું એની પર નજર રાખજે હં! (બેહેલીને) જોઇયેછ તો કાકા! હવે તમુને તપાસવાછ! જોઇયે હજુઍ બોલોછ કે નહીં?

બેહેલા—(દુઃખથી મોહનું કુમ્લાતી) "ચાલ મારા બાપ!"

[પુતળી કપડાં બદલી દાખલ થાયછ, અને બેહેલીને દીવાના માફક હાથ હિલવતો જોઇ ચોંકેછ.]

પુતળી—(સ્વગત) ઓ મરેરે! આય શું ખેલકૌતક! બેહેલી, બેહેલી! એમ શું ચેરાં કહાડોછ?

બેહેલી—"ચાલ મારા બાપ!"

પુતળી—"ચાલ મારા બાપ!" કાંહ!

બેહેલી—"ચાલ મારા બાપ!"

પુતળી—(ખીચ પાડી) શું "ચાલ મારા બાપ!" (ખુરસી પરથી ખેચેછ) કંઇ ઘેલા થયા કે શું?

બેહેલી—(હાથ છટકાવી) "ચાલ મારા બાપ!"

કાલી—(દરવાજા આગળ જઇ) દાદી, હું જાઉંછ હં, હું હવડાં પાછો આયો! પણ મેં કહ્યુંછ તે ભૂલતો ના! ખૂબ હુશિયારીમાં રહેજે.

બેહેલી—(ડોકું ધુણાવી) "ચાલ મારા બાપ!"

કાલી—ચાલ્યોરે મારા બાપ! ચાલ્યો. [જાયછ.]

પુતળી—(દાદીને) બાઇ! એવણુ એમ કેમ કરેછ! કંઇ મને સમ પાડશો?

દાદી—શું સમજ પાડું, મારૂં કપાળ! મને તો લાગેછ કે અમે લોક કોઇ ઘેલા ઘડિયાળીની દુકાન પર આવાછ! કોણ જાણે આય ચક્રમના મનમાં શું આયુંછ, તે બસ કયારનો ખુરસી પર ઉભો રહીને હાથ હિલવેછ, ને બોલેછ કે—

બેહેલી—"ચાલ મારા બાપ!"

પુતળી—ઓ બેહેલી, બેહેલી! તમુને એ કોણ મુવાંએ કરી મુક્યું! શરતનું ઘેલાંપણુ ઉતું, તેમાં વલી આય ઘેલાપણું કાંહથી લાગું! હવે કેમ કરૂં! (દાદીને) ભાઇ! તમારે પગે લાગું, કોઇ ડાકટરને બોલાવી લાવો મરૂં!

દાદી—અરે કાલાવાલા શું કામ કરોછ માય! લેવની, આય ચાલ્યો. [દાદી જાય છે.]

બેહેલી—"ચાલ મારા બાપ!"

પુતળી—(ચિરડાઇને) અરે પણ તમુને થયું શું? એમ ઘેલા કેમ બના ગ !

...ી—"ચાલ મારા બાપ!"

**બેહેલી**—"ચાલ મારા બાપ !"

**પુતળી**—મને મુંબઇ લઇ જવાના ઉતા, તે આવી રીતે લઇ જાવોછ કે ? કઇ ઢોંગ તો નથી કરતાં ? પણ હું ફાવવા નથી દેવાની તો ! તમે નહીં લઇ જશો તો પાસેના જમશેદજી સાથે તમારી ઓફીસ પર જઇશ !

**બેહેલી**—"ચાલ મારા બાપ !" [જમશેદ દાખલ થાયછ]

**પુતળી**—ઓ જમશેદજી ! તમે આવ્યા તે સારૂં થયું. હવે કેમ કરૂં ! હવે આય ઘેલાં ગાંડાં કેમ ખમું !

**બેહેલી**—"ચાલ મારા બાપ !" [જમશેદજી બેહેલીને જોઇ અજબ થાય છે.]

**જમશેદ**—(પુતળીને) એ એમ શું કરેછ ? કેમ ચકાસ્યો કે ? પુતળીબાઇ ! વલી એને આ મરજ કેમ લાગો ?

**પુતળી**—બલા જાણે ! હું શું જાણું ! હું તો અંદર કપડાંની તૈયારી કરવા મુવેલી ઉતી, ને આવીને જોઉંછ તો આય ઢોંગ લઇ બેઠાછ ! મરેરે ! કોઇ ડાકટરનેબી નહીં બોલાવી લાવતું ? જમશેદજી ! મરૂં તમે જાવ, ને ડાકટર ફર્નાન્ડીસને બોલાવી લાવો.

**જમશેદ**—શું હું બોલાવા જાઉં ? ને તમુંને આય દિવાના આગળ એકલાં મુકી જાઉં ? નહીં, કદી નહીં ! (હાંક મારેછ.) ભાણ્યા ભાણ્યા ! જા, ડાકટર ફર્નાન્ડીસને જલ્દી તેડી લાવ.

**ભાણ્યો**—(અંદરથી) બહુ છારૂં છેટ ! આ સાયબો.

**બેહેલી**—"ચાલ મારા બાપ !"

**જમશેદ**—(પટાવીને) બેહેલી, બાઇ બેહેલી ! તમુને શું છે ?

**બેહેલી**—"ચાલ મારા બાપ !"

**જમશેદ**—શું ધૂર "ચાલ મારા બાપ !" નખ્ખોદ ગીયાનું તો કાતરું બિલકુલ ઘસી ગીયુંછ ! (પુતળીને) પુતળીબાઇ ! માત્ર એક ઇલાજ બાકી રહ્યોછ, અને તે એજ, કે ડાકટર આવે તેની સહી લઈને મુગાં મુગાં એવણુને મેંડ હાઉસમાં મુકી આવો.

**બેહેલી**—"ચાલ મારા બાપ !"

**પુતળી**—(બેહેલીને) કાંહ ચાલ ? મેંડ હાઉસમાં ?

**બેહેલી**—"ચાલ મારા બાપ !" [પુતળી ધાસ્તીથી ચિચ્યારી પાડી બેસુધ થાયછ, જમશેદજી તેને પોતાના હાથ પર ટેકવી રાખેછ, ભાણ્યો ડાકટરને લઇ આવેછ.]

**ફર્નાન્ડીસ**—(શેકહેન્ડ કરી) ગુડ મૉર્નીંગ જમશેદજી ! (પુતળીને દેખાડી) ક્યા યેહ તુમારા બીમાર હાય ? (પ

**જમશેદ**—નહીં રે ડાકટર ! માર તો નહીં ડાલા, પણ હમ જો નહીં આતા, તો જરૂર માર ડાલતા. (ભાણ્યાને) લાવરે ભાણ્યા ! ખુરસી લાવ, મારા હાથ ભરઇ આયાછ. આય પુતળીબાઇ તો કેથી જબરી વજનદાર છે. [ભાણ્યો ખુરસી લાવેછ, તે પર જમશેદજી પુતળીને બેસાડેછ, પુતળી આંખ ઉઘાડી દમ ખેંચેછ.]

**ફર્નાન્ડીસ**—ચે ! ડેંમ તર હાય ! (નાડ પકડીને) આબ્બી આચ્ચા હો જાયગા.

**જમશેદ**—અરે વ્હે તો અચ્છા હો જાયગા, (બેહેલીને દેખાડીને) પણ એ ઇસ્કુ કયા હુવા હય ?

**ફર્નાન્ડીસ**—(ચશ્મો ચહડાવી બેહેલી તરફ જોઇને) હારે ! એ કોઇ બૉચ્ચા હાય, કે ગોડિયાલ કે સાથ ખેલતા હાય ? (બેહેલીને) ચાલ હે ફ્રારસી ! ચાલ, નીચું આવ !

**બેહેલી**—"ચાલ મારા બાપ !"

**ફર્નાન્ડીસ**—(ચિરડાઇને) કયા બોકતા હાયરે ? દેકો, ઓપણા સીર મત ફિરાવ ? ચાલ, નીચું આવ ! [નજદીક જાયછ, તેવામાં બેહેલીનો હિલતો હાથ ડાકટરને લાગવાથી તે ટૂટી પડેછ, ભાણ્યો તેને ઉંચકેછ.]

**બેહેલી**—"ચાલ મારા બાપ !"

**ભાણ્યો**—આ શું ! સાલ્લ કેહતોજ સાયલોને !

**જમશેદ**—કેમ ડાકટર સાબ, કુછ બોત તો નહીં લગા ? તુમારા ખાતરી હુવા કે નહી ? એ પુરા દિવાના હય કે નહી ?

**ફર્નાન્ડીસ**—(ચિરડાઇને) અરે દીવાના કયા, દીવાનાકા બાપ હુવા હાય. આપુણુ આબ્બી તુમકો સોર્ટીફિકેટ લિખ દેગા, તુમ જોલ્દી ઇસ્કો મૅડ હાઉસમેં ભેજ દેવ.

**બેહેલી**—"ચાલ મારા બાપ !"

**ફર્નાન્ડીસ**—(અજાયબીથી) હાં ? "ચાલ મારા બાપ !" આચ્ચા તર આબ્બી તુમકો ભેજતા હાય. (પુતળીને) હાંરે મેડમ, ઇસકુ જોલ્દી ભેજ દેવ હાં ! નઇ તર ઇસકા મોસ્તક જાસ્તી બિગડેગા, તર સોબકુ મારેગા !

**પુતળી**—નહીં, નહીં ! ડાકટર સાબ, કુછ ઉપાય કરો ! તુમારે પગ પર પડતા હય. [પગે પડેછ]

**ફર્નાન્ડીસ**—(અટકાવેછ) ચે ! અયસા મોત કરો ! આપુંણ પાસ એક ઇ[illegible] હાય ! આપુંણુ ઇસકે મોસ્તકમેં નોસ્તર મારકર

**ફર્નાન્ડીસ**—હાં! સુંણા? એબી કહેતા હય, કે "ચાલ મારા બાપ!" એ ખૂન નિકાલનેકા ખુશી હાય. (બેહેલીને) જોય તે તુંમ આબ્બી આચ્છા હો જાયગા. પોયલા, હાથમેં સે સોલા આંઉસ રોગત નિકાલેગા, આણુ પીછે મોરતકપર પ્લાસ્તર લગાયગા, આણુ જુલાબ આંણુકો જેમાલગોટા ખિલાયગા.

**બેહેલી**—(નિસાસો મુકી) "ચાલ મારા બાપ!"

**ફર્નાન્ડીસ**—(ચિરડાઈને) હાંરે સોયુર! ઇતના જોલ્દી કયું કરતા હાય? (પુતળીને) પોયલા ઇસકા સીરકા બાલ કાટના ચાહીયે.

**બેહેલી**—"ચાલ મારા બાપ!"

**ફર્નાન્ડીસ**—હાંરે મી૦ જેમશેદજી! આબ્બી તુંમ આપુંણુકો મોદદ કરો હાં! તુમ એક બાજુ, એ નોકર એક બાજુ, આંણુ આપુંણુ એક બાજુ ઇસકું પોકડકર નીચુ ગિરાયેંગા! નઇ તર એ નોસ્તર લગાણે નઇ દેયેંગા. [ફર્નાન્ડીસ એક બાજુ, તથા જમશેદજી ખુરસી પાછળ ઉભા રહેછે; ભાણો બીજી બાજુ જાયછે, તેનીજ બેહેલીની લપડાક સાથ જમશેદજી પર આવી પડેછે; જમશેદજી નીચે, ને ભાણો ઉપર પડેછે. બીજી ગમથી ખુરસીનો ઝોક જતો રહેવાથી બેહેલી ડાકટર પર તુટી પડેછે ડાકટર બુમ મારેછે, બેહેલી ઝડપમાં પાછો ઉઠી ખુરસી પર ઉભો થઇ ઉપલા બોલ બોલેછે]

**બેહેલી**—"ચાલ મારા બાપ!"

**ફર્નાન્ડીસ**—(ઉઠીને કપડાં પખોરતાં) હાંરે ભાણ્યા! તુમ જાવ. ઓપણાં દોવાખાંણેમેં જોલ્દી જાવ, આંણુ આન્તુનકો બોલો, ઓપણા હતીયારકા બાકસ, આંણુ કલૉરોફાર્મ લાવ. (ભાણો જાયછે. ફર્નાન્ડીસ બેહેલીને મુઠ્ઠી દેખાડેછે) બાચ્ચાજી! તુંમ આપુંણકો થોપ્પડ મારા હાય, નાહીં? ઓપણાં હતિયારકા બાકસ આણે દેવ, આંણુ પીછે તુમારા કોમ્બખ્તી કરતા હાય! [ઘડિયાળમાં બારનો ટકોરો પડેછે, તેવોજ બેહેલી કુદકો મારી ખુરસી પર બેસી પોતાનું ખભું દાબેછે.]

**બેહેલી**—જીત્યો! હું જીત્યો! બચ્ચાજીઓ, તમો બધાઓએ મને હરાવવાની તાલ તો ઠીક કીધી, પણ અંતે હુંજ જીત્યો. (પુતળીને) કેમ પુતળાં! તુંબી એ લોક સાથ મળી ગઇ કે? મને જીતાડવાને બદલે સાંબી મને હરાવવાની વાત કરતીતી કે? પણ હું હારૂંજ કેમ? ચાલો, હવે પેલા લોકને બોલાવો, ને કહો કે બસો રૂપિયા તોલે.

**પુતળી**—પેલા લોકો! એ શું બકાછ? વલી ઓ નવું સિવ

તમારાં હૅાટેલમાં ઉતરેલા બે પહરાણા કાંહ છે? શરત હાર્યા તે મોંહડું દેખાડવા નહીં ગમતું કેમ?

**જમશેદ**—અરે તારી શરત બરેરે તારી! શરતમાં ને શરતમાં તો ચકાસી ગીયો, ને વલી એ શું બકેછ, કંઇ સમજ પડે?

**બેહેલી**—સમજ નહીં પડતી? તારે લેવની સમજ પાડું. એ તમારા બેઉ પહરાણાઓએ શરત કીધી હતી, કે હું દસ મિનિટ સુધી જો ખુરસી પર ઉભો રહીને હાથ હિલવી માત્ર "ચાલ મારા બાપ!" કરી બોલ્યા કરૂં, ને બીજા કોઇ સવાલનો જવાબ નહીં આપું, તો બસો રૂપિયા જીતું; ને જો વચમાં કંઇ સવાલનો જવાબ આપ્યો, તો શરત હારેલો કહેવાઉં, ને એકસો રૂપિયા હારી જાઉં. અંતે હુંજ જીત્યો! વાસ્તે બોલાવો તે પહરાણાઓને.

**જમશેદ**—ભાઇ! તે મારા પહરાણા તો નહીં, પણ તારે તાંહ ઉતરેલા ચોખા પહરાણા લાગેછ. તેઓ તો કયારના ગીયા.

**બેહેલી**—ગીયા? કાંહ ગીયા? મારી સોની નોટ! શું તેબા લઇ ગીયા કે?

**જમશેદ**—કેમ વલી ચકાસ્યો કે? સોની નોટ તો તેં ગજવામાં મુકૂ...., ને તે લોક કેમ લઇ જાય?

**બેહેલી**—કેમ લઇ જાય? તે લોકોએ મને ચુકવવા સારૂં વચમાં ભલતું ભલતું બોલી, મારાં ગજવામાંથી નોટ કહાડીતી.

**પુતળી**—(નિસાસો નાખી) ચાલ જા! મુઇરે હું મુંબઇની જતી!

**જમશેદ**—મોહકાંણુ! અરર! પેલા બે તો કેથા કોચીના સાહુકાર નિકલ્યા. (ભાણ્યાને આવતો જોઇ હાંક મારેછ.) ભાણ્યા, ભાણ્યા.

[ભાણ્યો હથીયારના કોઠલા સાથ દાખલ થાયછ.]

**ભાણ્યો**—કેમ છાબ! હું સે?

**જમશેદ**—ભાણ્યા, દોડ તો! પેલા આપણે ત્યાં બે જણ ખાઇ ગીયા, તે લોકો આ બિચારા બેહેરામજીની સો રૂપિયાની નોટ લઇ ચાલતા થયાછ! જેને હજી આપણાં હૅાટેલમાંથી પોતાનો સામન લઇ નહીં ગીયા હોય, તો તું, જેવા તે લોક આવે, તેવોજ સિપઇને બોલાવી પકડાવજે, ને મને આવી ખબર કરજે.

**ભાણ્યો**—બહુ છારૂં. [જાયછે.]

**જમશેદ**—બેહેલી, બેહેલી! શરતમાં એકસો જીતી આયો, તેનીપર સંતોશ નહીં રાખતાં વધારે લોભ કરવા ગીયો, તે સોબી ગુમાવી બેઠો!

[બેહેલી નિરાસ થઇ, માંથે હાથ દઇ, ખુરસીપર પડેછ].

**બેહેલી**—ડાકટર, ડાકટર! હું ખરેખરો મુરખ છેઉં, દીવાનો ... મને જોઇયે તો ... ગમે તે ...

**ભાણ્યો**—લેવ છેટ ! આ બધે બ્રોકરો પેટ્રી બિસાણું ગાર્ડ મેલતાતા, તેવામાં બ્રારૂં થયું કે હું જઇ લાવગો. પેહેલાં તો છમજાં આણીફા, [illegible] કેયણું, પણ બાથે "ગોડેલ" કરવા લાગા ! એ આપણુંબી પુરસી આ કાછમ જમાદારને હાંક માયરો, ને તમારી ૧ ઘડ્ડી લાયવો, હવે તમારે જોઇએ તે કરો.

**જમશેદ**—(દાદી કાલીને) કેમ કાકા ! ધંધા તો સારા માંડિયા બપકો બારી પણ ખીસા તો ખાલી દેખાયછ ! કોઈ બીજો નહીં મળ કે આય બિચારા બોટને સો રૂપિયા મંત્રો ગીયા ?

**દાદી**—એ કાકા ! મોંહનું સંભાળીને વાત કરો. [દાદીનો અવ સાંભળી બેહેલી ચોંકેછ, ને તેની તરફ ધસી, તેને છાતીમાંથી પકડેછ.]

**બેહેલી**—હવે કાંઇ જવાનો છે ? કહાડ, બચ્ચા, નોટ કહાડ ! ખાવાનો માલ હતો કે લઇને ચાલતો થયો ?

**કાલી**—( બાજુએ દાદીને ) બચ્ચા દાદી ! હવે ફેરવી તોલ, નહીં તો ચાંચરા મારવા જવું પડશે ! બોંસિયુંબી પાસેજ છે.

**દાદી**—(બેહેલીને) અરે પણ ભલા માણુસ ! જરા [illegible] કરો ! હમે તો તમારૂં માજનું જોતાતા, કે જોઇયે તમે વચમાં કંઇ ભલ બોલોછ કે નહીં ? પણ નહીં ! તમે બા જબરા ! અંતે જીત્યા [illegible] લેવ બા લેવ આય સો રૂપિયાની નોટ. [નોટ આપેછ.]

**બેહેલી**—(લઇને) અરે એતો મારી નોટ ! પણ હું જીત્યો, તેના બસો રૂપિયા લાવોની !

**કાલી**—લેવ બાઇ લેવ ! કાલે શરતમાં જીત્યા, તે તમારાજ નસીબની હશે. [નોટ આપેછ.]

**બેહેલી**—(લઇને) "ચાલ મારા બાપ !" હવે તમારે જોઇયે તાંહ જાવ. (ભાણ્યાને દસની નોટ આપીને) બચ્ચા ભાણ્યા ! આય રૂપિયા તારેથી મળ્યા છે ! જા બચ્ચા, તુંબી મજાહ કર. (ભાણ્યો નોટ લઇ દાદી કાલી, તથા સિપઇ સાથે જાયછ, બેહેલી ખુસી થઇ પુતળીને પૂછેછ) કેમ પુતળાં ! હવે આપણે મુંબઇ જઇશું કે નહીં ?

**પુતળી**—તે તો જેમ તમારી મરજી ! પણ હવે આય શરત લગાડવાની આદત મુકી દેશો કે નહીં ?

**બેહેલી**—જરૂર ! ભોગ લાગા હોય તો બોલું કે—

**જમશેદ**
**બેહેલી** }—"ચાલ મારા બાપ !"